**૨૧૭. માથામાં પડેલી ટાલ દુર કરવાના ઇલાજ:**—જેઠીમધનાં પાંદડાંની પોટીસ બાંધવાથી માથામાં પડેલી ટાલ દુર થાય છે.

**૨૧૮. મોઢાના ગરમી મટાડવાના ઈલાજ:**—સુશ્રુતમાં જવાસાના મુળીઆનો ઉકાળો મોઢામાં ગરમીના ફોલ્લા થયા હોય ત્યારે કોગળા કરવામાં ઘણો ઉપયોગી છે.

**૨૧૯. બીજી રીત:**— છાલ ઘણી ગાઢી હોવાને લીધે મોઢાની ગરમી માટે તેને પાણીમાં ભિંજાવી તેના કોગળા કરવા.

**૨૨૦. જુના મરડાના ઇલાજ:**— દાડમના ફળની છાલ લવિંગ સાથે ઉકાળીને આપવાથી જુનો મરડો નાબુદ થાય છે.

**૨૨૧. માથાનું તમામ દરદ દુર કરવાના ઇલાજ:**— ડાક્ટર ડ કહે છે કે, ટોપરાનું તેલ, કાળાં મરી, લાલ ચંદન સાથે મેળવી માથે ચોપડવાથી માથાનું તમામ દરદ મટી જાય છે.

**૨૨૨. બીજી રીત:**— કડવાં તુરીઆંના કાચાં ફળને જરા શેકીને તેનો રસ કાઢીને લમણા ઉપર ચોપડવાથી માથુ દુખતું મટી જાય છે.

**૨૨૩. રક્તપિતનો ઇલાજ:**— કાસેરાના પાંદડાંનો રસ કડવા કોઠના તેલમાં મેળવીને ચાંઠાવાળા ભાગ ઉપર લગાડે છે.

**૨૨૪. વીંછીનું ઝેર ઉતારવાનો અકસીર ઈલાજ:**—કૌવચનું બીજ વીંછીનું ઝેર ચુશી લેછે એટલે ડંખ ઉપર લગાડવાથી જ્યાં સુધી વીંછી ઉતરી જાય ત્યાં સુધી ચોંટી રહે છે.

**૨૨૫. વાઇનો ઇલાજ:**—જવાસાનો ભુકો નાકમાં સુંઘાડવો.

**૨૨૬. સહેજ સરદી થઇ હોય તેનો ઇલાજ:**—સમુદ્રફળને વાટીને તમાકુની માફક સુંઘાડવાથી ફાયદો કરે છે.

**૨૨૭. સોજો ઉતારવાના ઇલાજ:**—બહેડાં ઘસી ચોપડવાં.

**૨૨૮. બીજી રીત:**—બહેડાંના બીજનું તેલ સોજા અને ખસ ઉપર ચોપડાય છે.

**૨૨૯. સાંધાના દરદના ઈલાજ:**—બદામને સીરકા સાથે વાટીને સાંધાના દરદમાં ચોપડવાથી આરામ થાય છે.

**૨૩૦. સળેખમના ઈલાજ:**—અગથીઆના ઝાડનાં પાંદડાંના રસનાં ટીપાં નાકમાં પાડવાથી છીંકો આવી જઇ પુષ્કળ નાકમાંનું પાણી નીકળી ઠીક થાય છે.

**૨૩૧. પગ જાડા થાંભલા જેવા થઇ ગયા હોય તેનો ઈલાજ:**—કૌવચનો મલમ બનાવીને બા તોલો ઓલીપેન્ટાશીશ (પગ જાડા

ચાંગલા જેવા થઈ જાય છે) ના રોગ ઉપર ચોપડવાથી ફાયદો કરે છે.

૨૩૨. બીજી રીતઃ—ચણોઠીનાં પાંદડાં ગંધ સાથે વાટીને સોજા ઉપર ચોપડે છે.

૨૩૩. સંધિવાઃ—જવાસાનાં પાંદડાંમાંથી તેલ બનાવે છે તે તેલ સંધીવાના દરદમાં ચોળવાથી આરામ થાય છે.

૨૩૪. દુઝતા હરસના ઇલાજઃ—હરડાંનો ઉકાળો અકશીર ગણાયછે.

૨૩૫. હરસ મટાડવાની બીજી રીતઃ—જવાસાના છોડની પોટીસ બાંધવાથી અથવા તેનો ધુમાડો દેવાથી હરસ મટી જાય છે.

૨૩૬. ત્રીજી રીતઃ—બંગાળાની ડીસ્પેનશરી અને હિંદનું ફારમોકોપીઆ એ પુસ્તકમાં લખે છે કે જવાસાનાં ફુલ વાટીને ચોપડવાથી હરસ પડી જાય છે.

૨૩૭. ચોથી રીતઃ—સરપંખાના છોડ ૧ ભાગ અને ભાંગનાં પાંદડાં ૨ ભાગ મિશ્ર કરીને આપવાથી દુઝતા હરસ મટી જાય છે.

૨૩૮. પાંચમી રીતઃ—ડાકટર એનસ્લી કહે છે કે હિંદુ વૈદો હરસની બીમારીમાં કંકોડાના મુળિઆં દિવસમાં બે વખત બે બે ડ્રામ લગભગ સાડીદશ આનીભારની માત્રાથી આપે છે.

૨૩૯. ક્ષયનો શહેલો ઇલાજઃ—શેખઉલરહીશ કહે છે કે ગુલકંદ ખાધાથી ક્ષય મટી જાય છે.

૨૪૦. છોલાએલી ચામડીનો ઇલાજઃ—મેંદીના ફુલને ગરમ પાણીમાં ભિન્જવી તે પાણી છોલાએલી ચામડી ઉપર ચોપડવાથી દરદ કમી થાયછે.

૨૪૧. બીજી રીતઃ—મેદીનાં વાટેલાં પાંદડાંની પોટીસ બનાવી અગર ગરમ પાણીમાં ભીજાવી શેક કરવાથી ચામડી ઉપર સારી અસર કરેછે.

૨૪૨. જુલાબઃ—ત્રણ હરડાંનો ભુકો મધમાં ખાવાથી બે ત્રણ સ્વચ્છ જુલાબ થાય છે.

૨૪૩. બીજી રીતઃ—હીકલછોડનાં પાંદડાં અરધો તોલો ખાવાથી જુલાબ લાગે છે.

૨૪૪. ત્રીજી રીતઃ—અગથીઆનાં પાંદડાંને ગરમ પાણીમાં ભીંજવી તે પાણી આપવાથી જુલાબ લાગે છે.

૨૪૫. ચોથી રીતઃ—કાંજલીના ઝાડમાંથી કાઢેલું સત્વ પાંચથી ૧૦ ગ્રેનની માત્રામાં આપવાથી તુરત જુલાબ લાગે છે.

૨૪૬. પાંચમી રીતઃ—શુશ્રુત પુસ્તકમાં લખે છે કે કાજલીના બીજને ઘીમાં તળીને તેનો ભુકો ત્રણ માસાની માત્રામાં આપવાથી નસોતર-

ની માફક જુલાબ લાગે છે.

૨૪૭. છઠ્ઠી રીતઃ—કડવા તુરીઆનાં પાકાં બીજને ગરમ પાણી ભીંજાવી તે પાણી આપવાથી જુલાબ લાગે છે.

૨૪૮. સાતમી રીત:—પેશાવર તરફ કડવા તુરીઆનાં ફળનાં બીજ મરી સાથે મેળવીને ગરમ પાણીમાં આપવાથી ઉલટી તેમજ જુલાબ લાગેછે.

૨૪૯. ઝખમના ઈલાજ:—હરડાંના પાણીથી ઝખમ ધોવાથી સારી અસર કરે છે.

૨૫૦. બીજી રીતઃ—બાવળની છાલનો ઉકાળો ઝખમ ધોવામાં વાપરવાથી જલદી રૂઝ આવે છે.

૨૫૧. ત્રીજી રીતઃ—કચ્યાંના બીજને તેલમાં લાંબો વખત ઉકાળી તે તેલ ઝખમ ઉપર લગાડવાથી રૂઝ આવે છે.

૨૫૨. કરમના ઇલાજઃ—વિલાયતી ચંબેલીનાં ચાર પાંચ બીજ કચરીને મધ અથવા બીજા પદાર્થ સાથે મેળવીને આપવાથી નાના બચ્ચાંના પેટમાં થતા જીવડા નીકળી જાય છે. આ રીત મલાયાના ટાપુઓમાં પ્રાચીન વખતની ચાલતી આવેલી છે.

૨૫૩. બીજો ઉપાય:—પીતપાપડાનો ભુકો અઢી રૂપિઆભારની માત્રામાં દિવસમાં બે વખત આપવો.

૨૫૪. સરદી માટે સરસ ઇલાજઃ—ગરમ પાણીમાં એક શેર દારૂ નાંખી તેમાં બે કલાક પગ બોળી રાખી થોડું પાણી માથે છાંટવાથી ગમે તેવી સરદી દુર થાય છે.

૨૫૫. થુંકમાં લોહી જવાનો ઉપાયઃ—૧ ડ્રામ ટરપેન્ટાઇન તેલ અને તેટલુંજ મીઠી બદામનું તેલ તથા ૪ ડ્રામ આકેસ્યાનો ચાક અને તેટલોજ સાદો સીરપ તથા ૪ ઔંસ પાણી આ સઘળું મિશ્ર કરી દર અર્ધે કલાકે એક ચમચી ભરીને આપવું.

૨૫૬. અજીર્ણના ઇલાજઃ—ખાવાની અગાઉ દહાડામાં ચાર વખત એકેક ચમચી આરસેનીક મિક્ષ્ચરની લેવી.

૨૫૭. બીજી રીત:—ખાવાની અડધો કલાક અગાઉ ૧૫ ગ્રેન બાઇકારબોનેટ આવ સોડા પાણીમાં પીવું.

૨૫૮. ત્રીજી રીતઃ—ખાવા પછી અડધો કલાક રહીને જેન્સ્યન એન્ડ સોડા મિક્ષ્ચરના બબ્બે ચમચા પીવા.

૨૫૯. ચોથી રીતઃ—થોડા પાણીમાં ૧૫ થી ૨૦ ટીપાં સાલવોલેતાઇલ નાંખી પીવું.

૨૬૦. **પાંચમી રીતઃ**—બિસ્મથ મિક્ષ્ચર બે ચમચા ભરી પીવી.

૨૬૧. **છઠ્ઠી રીતઃ**—બે ચમચા જેન્શયનએન્ડ સોડા મિક્ષ્ચરના લેવા.

૨૬૨. **સાતમી રીતઃ**—જો ખાધા પછી તુર્તજ ઝાડો થતો હોય તો ખાણાની થોડી મિનિટ અગાઉ સહેજ પાણીમાં અફીણના અર્કનાં ૨ થી ૫ ટીપાં ભેળી પીવાં.

૨૬૩. **આઠમી રીતઃ**—જો અર્કથી ફાયદો ન જણાય તો જમવાની અગાઉ અકેક ચમચી આરસેનીક મિક્ષ્ચરની પીવી.

૨૬૪. **નવમી રીતઃ**—દિવસની ચોક યા બે વખત ખાણાની અડધો કલાક અગાડી અકેક ગોળી દીડરપીલ્સની લેવી.

૨૬૫. **દશમી રીતઃ**—જો ભારે ખોરાક લીધાથી બદહજમીયત થઇ હોય તો નક્ષવામીકા મીક્ષ્ચર પીવું.

૨૬૬. **અગીયારમી રીતઃ**—જો ચરબીદાર ખોરાકથી અજીર્ણ થયું હોય તો પલસેનીલા મીક્ષ્ચર પીવું.

૨૬૭. **આંટણના ઇલાજઃ**—નવસાગરનું જાડું પાણી કરી તેમાં કપડું બોળી તે આંટણ ઉપર મુકવું.

૨૬૮. **બીજી રીતઃ**—બાળેલું મીઠું તેલ દર રાત્રે આંટણપર લગાડવું.

૨૬૯. **આંતરીઆ તાવનો ઇલાજઃ**—સ્ટ્રૉંગ કુવીનાઇનમાં ૧૦ મીનીમ્સ ટીંક્ચર ઓફ જેલસીનીમ ઉમેરી પાવું.

૨૭૦. **ઉલટીના ઇલાજઃ**—દર કલાકે અથવા દિવસમાં ત્રણ વખત અકેકી ચમચી ઇપીકાક્યુઆના મિક્ષ્ચરની પાવી.

૨૭૧. **બીજો ઉપાયઃ**—નક્ષવામીકા મિક્ષ્ચરની અકેક ચમચી દર કલાકે પાવી.

૨૭૨. **ત્રીજો ઉપાયઃ**—દર ત્રણ કલાકે વીસથી ત્રીસ ટીપાં ટીંક્ચર ઓફ બેલેડોનાના પાણીમાં ભેળીને દરદીને પાવું.

૨૭૩. **ચોથો ઉપાયઃ**—નાના બાળકને થાય તો ૧ પાઇન્ટ દૂધમાં ાા ચમચી બાઇકારબોનેટ ઓફ સોડા ભેળો તે બચ્ચાંને પાવું.

૨૭૪. **પાંચમો ઉપાયઃ**—બચ્ચાંને ઝાડો અથવા તો કબજીઆત સાથે ઉલટી ચાલુ રહે તો તેથી બાળક તવાઇ જાય તો દર બબે કલાકે અકેક પડીકું સુગર ઓન્ડ પેપાસિનનું આપવું.

૨૭૫. **છઠ્ઠો ઉપાયઃ**—જો દારૂ પીવાની આદતથી ઉલટી થતી હોય તો દિવસમાં ચાર વખત અકેક ચમચી આરસેનીક મિક્ષ્ચરની આપવી.

૨૭૬. **સાતમો ઉપાયઃ**—જો ખાંસીથી પીડાતા સખસને ઉલટી

થાય તો ૦॥ ઔંસ પાણીમાં ૬ થી ૧૦ ઔંસ ફટકડી પીગળાવી પાવું.

૨૭૭. **આઠમો ઉપાય:**—ખાધાની ૦। કલાક અગાડી બબે ચમચા બીસ્મથૅમીક્ષ્ચર લઇ તેમાં ત્રણ ટીપાં નરમ કીધેલી હાઇડ્રોસીએનીક એસીડનાં નાંખી પછી પીવું.

૨૭૮. **નવમો ઉપાય:**—૧ લીંકરગ્લાસ જેટલા ચુનાના પાણીમાં સોડાવાટર ભેળી દહાડામાં ત્રણવાર થોડા દહાડા સુધી પીવાનું ચાલું રાખવું.

૨૭૯. **ઉંઘ નહીં આવે તેના ઉપાય:**—સુતી વખતે ૩ ચમચા બ્રોમોઇડ ઓફ પોટાશીઆમ મીક્ષ્ચરનાં પીવાં.

૨૮૦. સુવાની અગાઉ એક ચમચી સીરપ ઓફ કલોરલની લેવી.

૨૮૧. **ત્રીજી રીત:**—સુવાની અગાઉ ૨ ચમચા, બ્રોમોઇડ ઓફ પોટાશીઆમ મીક્ષ્ચરનાં લેવાં.

૨૮૨. **ચોથી રીત:**—૧ વાઇનગ્લાસ પાણીમાં ૧ ચમચી સ્પિરિટ ઓફ ઇથર નાંખી તે પીવું.

૨૮૩. **પાંચમી રીત:**—પાંચટીપાં ટીંકચર ઓફ નક્ષવામીકાનાં પીવાં.

૨૮૪. **ઉંટાંટીઆના ઇલાજ:**—દર ત્રણ કલાકે ૭ ગ્રેન ફટકડીને થોડા પાણીમાં પીગાળી પાવું.

૨૮૫. બીજો ઉપાય:—સુતી વખતે ૧૦ ગ્રેન બ્રોમાઇડ ઓફ એમોન્યાને થોડાક પાણીમાં પીગાળી પાવું.

૨૮૬. **ત્રીજો ઉપાય:**—૧ ઔંસ સાલીડ તેલ, ૦॥ ઔંસ અંબર અને ૦॥ ઔંસ લવિંગનું તેલ મિશ્ર કરી દરદીના બરડામાં કાઠાપર ચોપડવું.

૨૮૭. ચોથો ઉપાય:—થોડા પાણીમાં ૧૫ ગ્રેન બ્રોમાઇડ ઓફ પોટાશીઆમ ભેળીને પીવું.

૨૮૮. **ઊંદરીના ઉપાયો:**—ગંધક અથવા સુરોખાર પાણી સાથે ભેળી તેમાં કપડુ બોળી તે માથા ઉપર મુકવું, જો બળતરા ઘણી બળે તો કપડુ પાછુ ઉચકી લેવું.

૨૮૯. **બીજો ઉપાય:**—જીણી હીમજ તથા હરડે ઘીમાં તળી તેનો ભુકો કરી તે ભુકો માથાપર લગાડવો.

૨૯૦. **કરૂસરસાં સંધિવાથી થતો દુખાવો મટાડવાના ઉપાય:**— દર ચાર ચાર કલાકે એક એક ચમચી આરસેનીક મીક્ષ્ચરની પીવી

૨૯૧. **બીજો ઉપાય:**—૨ ગ્રેન લોબાનના ફુલ ૩ વાર પાણી સાથે ફાકવાં.

૨૯૨. **ત્રીજો ઉપાય:**—૧ ચમચી કેરોસીન તેલ દુધમાં ભેળી દર

ત્રણ કલાકે પીવું.

૨૯૩. ચોથો ઉપાયઃ—૬ ઔંસ પાણીમાં ૪ ડ્રામ શુંદરનો ભુકો અને ૨ ડ્રામ ટરપાનટાઇન પીગાળી પોણું વાઇન ગ્લાસ ભરી દર ત્રણ કલાકે દરદીને પાવું.

૨૯૪. કમળાના ઇલાજઃ—બે ત્રણ દિવસ સુધી દર ચાર કલાકે એકેકુ પડીકું સુગર એન્ડ ગ્રે પાઉડર્સનું લેવું.

૨૯૫. બીજો ઉપાયઃ—દર ચાર કલાકે વીશ ગ્રેન કલોરાઇડ ઓફ એમોન્યગ પાણી સાથે ભેળી પીવું.

૨૯૬. ત્રીજો ઉપાયઃ—૫ ઔંસ કાળી દ્રાખ સાથે ૦ાા ઔંસ હરડે મેળવી નાંખી ફાકવાં.

૨૯૭. ચોથો ઉપાયઃ—૨ તોલા એળીઓ ૧ તોલો કેસ્ટીલસોપ, ૧ તોલો હીરાબોળ અને ૦। તોલો કેસર લઇ સઘળાને એક રસ કરી બે માસા જેટલું ગળાવવું.

૨૯૮. કમળાં સાથે ઝીણો તાવ આવે તેના ઇલાજઃ—૩ ડ્રામ બાદીઆન, ૭૩ ડ્રામ એનીસુવ અને ૧ાા ડ્રામ સાથરાનાં પાંદડાં લઇ સઘળાને બારીક ભુકો કરી તે ભુકો ૧૬ ઔંસ જેટલા પાણીમાં નાંખી આશરે ૬ ઔંસ જેટલું રહે ત્યાં સુધી ઉકાળવું પછી તેમાંથી એકેક ઔંસ જેટલું લઇ દિવસમાં ત્રણ વાર પાવું.

૨૯૯. બીજોઉપાયઃ—૬ ઔંસ પાણીમાં ૧ાા ડ્રામ જડવેરાનાં મુળીઆનો ભુકો અને ૦ાા ડ્રામ ગાવજુબાન નાંખી ઉકાળો કરી ત્રણ વખત પાવો.

૩૦૦. કરમના ઇલાજઃ—અખરોટ અથવા કાકડીનાં મગજ ખાવાં

૩૦૧. બીજો ઉપાયઃ—૧૦ ઔંસ પાણીમાં કુસુનાં ફુલ ઉકાળીને પાવાં.

૩૦૨. કરમ પાતળાઃ—દિવસમાં ત્રણવાર ૫ થી ૧૦. ગ્રેન ગંધકનાં ફુલ ગધમાં ચટાડવાં.

૩૦૩. બીજો ઉપાયઃ—દિવસમાં ત્રણ વાર ફરાસ પાપડો પાણીમાં ઘસીને પાવો.

૩૦૪. બીજો ઉપાયઃ—દાડમની છાલ પાણીમાં ઉકાળી તે પાણી થોડું થોડું દિવસમાં ત્રણથી ચારવાર પાવું.

૩૦૫. ખઇના ઇલાજઃ—૧ શેર મોટા ગુંદાનો રસ કાઢી ગરમ કરી સાકર સાથે સવાર સાંજના ૫ ઔંસ આપવો.

૩૦૬. બીજો ઉપાયઃ—૬ ડ્રામ જૈતુન તેલ અને ૧ ડ્રામ જગાલગોટાનું તેલ મિશ્ર કરી છાતીપર ગસળવું.

**૩૦૭. ખીલના ઇલાજ:**—૧૦ થી ૧૪ ગ્રેન ગંધકનાં ફુલ પાણી સાથે ૨ થી ત્રણ વાર ફાકવાં.

**૩૦૮. બીજો ઉપાય:**—જવનો તથા કડવા વાલનો આટો સરકામાં મેળવી ખીલપર લગાડવો.

**૩૦૯. ત્રીજો ઉપાય:**—મીઠું તેલ અને ચુનાનું પાણી સરખે ભાગે લઇ એક રસ કરી ખીલપર લગાડવું.

**૩૧૦. ચોથો ઉપાય:**—૧ ઔંસ ખાટા લીંબુના રસમાં ૦॥ ડ્રામ સાકર અને ૧૪ ગ્રેન ટંકણખાર ભેળી તે ખાલપર લગાડવું.

**૩૧૧. ખોડો મટાડવાનો ઉપાય:**—૫ ઔંસ ગુલાબના પાણી સાથે ૫ ઔંસ કોલાનવાટર, ૦॥ ડ્રામ ટંકણખાર અને ૦॥ ડ્રામ ટીંકચર કેન્થેરાઇડીક્ષ મેળવીને સવાર સાંજ લગાડવું.

**૩૧૨. છાતીમાં અગન બળવી:**—૧ અઠવાડિઆ સુધી ખાવાની ૦॥ કલાક આગાઉ અને દિવસમાં ત્રણ વખત ૧ વાઇન ગ્લાસ પાણીથી ભરી તેમાં ૧૫ ટીપાં ડાઇલ્યુટહાઇડ્રોક્લોરીક એસીડ નાંખી ઉમેરે પુગેલાઓએ પીવી.

**૩૧૩. ગર્ભવંતી સ્ત્રીની છાતીમાં અગન બળેતેનો ઉપાય:**—ખાવાની થોટી મિનિટ આગાઉ ટીંકચર ઓફ નક્ષવામીકાનાં ૨ થી ૩ ટીપાં થોડા પાણીમાં લેવાં.

**૩૧૪. બીજો ઉપાય:**—દર ત્રણ કલાકે થોડા પાણીમાં ૧ થી ૨ ટીપાં ઇપીકાકયુઆના વાઇનમાં લેવાં.

**૩૧૫. ગળુ બેસી જાય તેના ઇલાજ:**—ભીંડીના ઝાડનાં પાંદડાંને પાણીમાં ઉકાળી તેની બાફ મ્હોડામાં લેવાથી સાદ ઉઘડે છે.

**૩૧૬. બીજો ઉપાય:**—સરકો ગરમ કરી તેનો બાફ મ્હોંમાં લેવો.

**૩૧૭. ત્રીજો ઉપાય:**—સુરાખારનો, કાથાનો અથવા સુંઠનો કટકો મ્હોમાં રાખી ચુસ્યા કરવો.

**૩૧૮. ચોથો ઉપાય:**—કાળાં મરી અને દાડમની છાલ લઇ પાણીમાં ઉકાળી તેના કોગળા કરવા.

**૩૧૯. પાંચમો ઉપાય:**—૨૦ ઔંસ પાણીમાં ૨ ડ્રામ સુકા લાલ મરચાંના ભુકાને જોસ આવે ત્યા સુધી ઉકાળવાં; અને પછી ઠંડુ પડે કે તેમાં ૦॥ બાટલી સરકો અને એક ચમચી સાધારણ મીઠુ ઉમેરી તેના કોગળા કરવા.

**૩૨૦. કાન, ગરદન અને જડબા આગળ સુજી આવેલી ગાંઠાનો ઇલાજ:**—ખસખસના પોસના અથવા થુલાનો ગરમ શેક કરી તરત ગાંઠ ઉપર ફલાનેલનું કપડું બાંધી લેવું અને ૧ હલકો જુલાબ આ-

પચે. ખોરાકમાં ફકત કાંજી લેવી.

**૩૨૧. ચમક અથવા હીસ્ટ્રીઆના ઇલાજઃ**—દિવસમાં ત્રણ વખત ખાધાની અગાઉ બબ્બે ચમચા ટેનીક કુનીનાઇન મિક્ષ્ચરનાં પીવાં.

**૩૨૨. બીજો ઉપાયઃ**—દિવસમાં ચારવખત ફોસફરસ સોલ્યુશન પીવું.

**૩૨૩. ત્રીજો ઉપાયઃ**—ત્રણ વખત બબ્બે ચમચા સીટ્રેટ ઓફ આયર્નમિક્ષ્ચરનાં પીવાં.

**૩૨૪. ઠંડીથી ચામડી ફાટે તેના ઇલાજઃ**—આયોડાઇનનો મલમ ઘસીને લગાડવો.

**૩૨૫. બીજીરીતઃ**—૧ ભાગ ગ્લીસેરાઇન સાથે ૨ ભાગ કોલનવાટર મિશ્ર કરી ચોપડવું.

**૩૨૬. ચુંકના ઇલાજઃ**—થોડા ગરમ પાણીમાં એક ચમચી કમપાઉન્ડ ટીંકચર ઓફ કારડેમોમ્સ નાંખી પીવું.

**૩૨૭. ચૌદ દિવસના તાવનો ઇલાજઃ**—૨ શેર દુધમાં ૮ ચમચી સાકરવાળું ચુનાનું પાણી નાંખી એક રસ કરવો પછી તેના ૮ ભાગો કરી અકેકો ભાગ દર ત્રણ કલાકે દરદીને પાવો.

# પ્રકરણ ૩૩ મું.

## ઇંગ્રેજી દવાઓ બનાવવાના પ્રયોગ.

**૧. નાઇટ્રીક આસીડ બનાવવાની રીત**—ઊંચા સુરાખારની બારીક ભુકી ૨ પૌંડ સલફ્યુરીક આસીડ ૨ પૌંડ એ બંનેને એકઠું કરીને રિટાર્ટમાં ભરવું અને રિટાર્ટને છેડે બીજું એક ભીનું કપડું વિંટાળીને નળીની મારફતે લગાડવું, ત્યાર પછી તે વાસણને એક રેતી ભરેલા વાસણમાં મુકવું અને લાલ રંગની વરાળ આવતા સુધી એસીડ તૈયાર થાય છે એમ સમજવું અને તેની નીચે ખુબ તાપ કરવો. ત્યાર પછી તે નાઇટ્રીક આસીડમાં ફરી ૧ ઔંસ સુરોખાર મિશ્ર કરીને તેને ફરી ઉપર લખ્યા પ્રમાણે કરવું આ એસીડ સારી પેઠે ઉતર્યું એટલે તેનો રંગ જરા ઉદો અને જરા પીળાસ ઉપર રહે છે.

**૨. ફોસફરસ બનાવવાની રીતઃ**—ફટકડી ૩ ભાગ અને સાકર ૧ ભાગ એ રકમોને એકત્ર કરી લોઢાની લોઢી ઉપર લોઢાના ચમચાથી કોયલાની માફક કાળુ થતાં સુધી તેને ઘુંટીને ભુકો કરવો, ત્યાર પછી તેને ઈંચ લાંબા ડોકાની શીશીમાં ભરવું અને એક માટલામાં ૨॥ ઇંચ રેતી

નાંખીને તેની વચ્ચોવચ પેલો સીસો ૧॥ ઇંચ પુરવો. (સીસાનું મ્હોં ઉઘાડુ રાખવું,) ત્યાર પછી તે માટલાની આસપાસ દેવતા લગાડીને તે સીસામાં-થી ચીકટ જેવો પદાર્થ નીકળીને ઉડી ગયા પછી તે માટલું તરત તપાવીને લાલ કરવું એટલે તે પદાર્થમાંથી ગંધકના વરાળની માફક વરાળ નીકળતી બંધ થાય એટલે તરતજ તેને બુચ મારીને બહાર કાઢવું, અને તેને બીલકુલ હવા લાગવા દેવી નહી. અને ત્યાર પછી એક શીશીમાં પાણી ભરીને તેમાં પેલો પદાર્થ નાંખીને કાચનો બુચ મારવો; એટલે એ ફોસફરસ થયો. આ ફોસફરસ ઘણા દિવસ સુધી રાખવો હોય તો વારંવાર એ શીશીનો બુચ ઉઘાડવો નહીં, ઉઘાડવાથી હવા લાગશે કે તરતજ તેમાંથી જવાળા નીકળવા માંડશે, પરંતુ ફરીથી બુચ માર્યાથી જવાળા નીકળતી બંધ થશે. આ ફોસફરસનો કાંકરો જો કાગળ ઉપર મુકયો હોય તો કાગળ બળવા માંડશે અને તે કાંકરો દેવતાની માફક લાલ માલમ પડશે.

૩. **બીજી રીતઃ**—ફટકડી ૫ ભાગ, અને ઘહુંનો લોટ ૧ ભાગ એ બંનેને એકઠી કરીને તે મિશ્રણ ઉપર બતાવ્યા પ્રમાણે એક શીશીમાં ભરીને તે શીશી રેતી ભરેલા માટલાની વચોવચ પુરીને, તે માટલાને લાલ થતાં સુધી ખુબ તાપ લગાડવો એટલે ઉપર કહ્યા પ્રમાણે ફોરફરસ તૈયાર થશે. ત્યાર પછી તે ફોરફરસને હવા ન લાગે એવી રીતે બીજા પાણી ભરેલા સીસામાં કાઢી લેવું, અને તેને મજબુત કાચનો બુચ મારી રાખવો.

૪. **ત્રીજી રીતઃ**—હાલવાની છીપનો ચુનો ૩ ભાગ, અને ગંધકનાં ફુલ ૧ ભાગ એ બંને પદાર્થને એકઠા કરી એક કુલડામાં નાંખીને તે કુલડીને એક કલાક સુધી કોયલાનો ખુબ તાપ દેવો, ત્યાર પછી તે કુલડી ટંડી થયા પછી તેમાંથી ગોળી કાઢી લઇને તેને ચપ્પુથી ખોતરી જોવું એટલે જો સફેદ ભુકો નીકળે તો ઉત્તમ ફોસફરસ તૈયાર થયો એમ સમજવું.

૫. **લાલ ફોસફરસ બનાવવાની રીતઃ**—ઓકસીજન વગરની જગોમાં કેટલાક વખત સુધી ફોસફરસ ઉષ્ણ સ્થિતિમાં રાખ્યાથી લાલ ફોસફરસ તૈયાર થાય છે. આ ઓગળેલો ફોસફરસ પ્રથમ પારદર્શક રંગ વગરનો રહે છે, ત્યાર પછી થોડા વખત પછી લાલ થાય છે, અને સુકાયા પછી કીરમજી રંગનો ભુકો થાય છે અને જ્યારે તાવે છે ત્યારે કાળો થાય છે. આ ફોસફરસ સાધારણ ઉષ્ણ જગ્યામાં રાખ્યાથી સળગતો નથી. આ ફોસફરસ સાધારણ ફોસફરસ કરતાં ઓછો જવાળાગ્રાહી છે માટે ઘણું કરીને દીવાસળીઓ કરવામાં વાપરવામાં આવે છે.

૬. **કોલ્ડક્રીમ બનાવવાની રીતઃ**—સફેદ મીણ ૧ ઔંસ, બદા-

ગનું તેલ ૪ ઔંસ, ગુલાબજળ ૩ ઔંસ, ટંકણખાર ૦॥ ડ્રામ, ગુલાબના તેલનાં ૫ ટીપાં એ પ્રમાણે લઇને એક માટીના વાસણમાં મોણ નાંખીને ધીમી આંચપર ઓગાળવું અને તેમાં બદામનું તેલ નાંખવું. ત્યાર પછી તેમાં ટંકણખારની ભુકી નાંખી તે વાસણ નિચે ઉતારી ટાઢુ પડે તેમાં ગુલાબજળ થોડું થોડું નાંખી હલાવવું, એ મિશ્રણ એકજીવ થયા પછી એક કાચના વાસણમાં ભરી રાખવું- આ દવા શરીરની ચામડી નરમ અને સારી સ્થિતિમાં રાખવા માટે અને શિઆળામાં શરીર ફાટે છે તે ઉપર લગાડવા માટે કામ આવે છે.

**૭. મિલ્ક આવ રોઝ બનાવવાની રીતઃ**—પાંચ ઔંસ મીઠી બદામ, ૧ ઔંસ કડવી બદામ, અઢી પાઇન્ટ ગુલાબજળ, સફેદ સાબુ ૦॥ ઔંસ, મીણબત્તી બનાવવાની ચરબી ૨ ઔંસ, સફેદ મીણ ૦॥ ઔંસ, લવંડરના તેલનાં ૨૦ ટીપાં, ગુલાબનું અત્તર ૨૦ ટીપાં અને એક પાઇન્ટ સારો દારૂ લેવો. પ્રથમ બદામ છુંદવા બાદ તેમાં થોડો ગુલાબ અને સાબુ નાંખવો ને ત્યાર પછી ખુબ છુંદવું. પછી બદામનું તેલ, સફેદ મીણ અને ચરબી એ સર્વને એક વાસણમાં નાંખી ધીમી આંચે ઓગાળવું, પછી છુંદેલી બદામ પેલા મિશ્રણમાં નાંખી એકજીવ કરવું ત્યાર પછી સાફ મલમનો કટકો લઇ તે બધું ગાળી નાંખવું. પછી ગુલાબજળ, અત્તર અને દારૂ મેળવવું.

**૮. સોડાવાટર બનાવવાની રીત**—સોડાવાટરની એક શીશીને પાણીથી પોણી ભરવી, શીશીને બરાબર બુચ બેસતો આવે તેવો આગળથી તૈયાર કરી રાખવો, પછી તેમાં બાઇ કારબોનેટ ઓફ સોડા નાંખવો, અને તેની ઉપર ૧૦ થી ૧૨ ટીપાં સલફ્યુરીક એસીડનાં નાંખવાં. શીશીને તરત બુચ મારી તારથી બાંધી લેવી. પણ શીશી ભરતી વખત તપાસ રાખવી કે તેમાં ફાટ અથવા ચીર પડેલી હોય નહીં.

**૯. બીજી રીતઃ**—બાઇ કારબોનેટ ઓફ સોડા ૦॥ ડ્રામ અને સલફ્યુરીક એસીડને બદલે ૨૮ ગ્રેન ટાર્ટરીક અથવા સાઇટ્રીક એસીડ નાંખી બાટલીને બુચ મારી તારથી બાંધી લેવી.

**૧૦. લેમેનેડ વોટર બનાવવાની રીતઃ**—એક શેર પાણીમાં ૦। રતલ સાકરને પીગળાવવી. અને તેને ચુલા ઉપર મુકી ધીમી આંચે ઉકાળવું. જેવું તે પાણી ગરમ થાય કે તેમાં ૨ ડ્રામ એશીટીક આસીડ અને ૪ ઔંસ ટાર્ટરીક આસીડ ઉમેરીને એ મેળવણીને ઠંડુ પડવા દેવું. પછી તેને સુગંધ આપવાને માટે લીંબુના એસેન્સનાં થોડાં ટીપાં નાંખવાં પછી તે મેળવણીના ૭ ભાગ કરી એકેકો ભાગ પાણીથી પોણી ભરેલી લેમોનેડની

શીશીમાં નાંખવો અને તેમાં ૩૦ ગ્રેન કારબોનેટ ઑફ સોડા ઉમેરી તરત બુચ મારી તાર બાંધી લેવો.

૧૧. લવંડરવૉટર બનાવવાની રીતઃ—સારૂ લવંડરનું તેલ ૪ ડ્રામ, લવિંગનું તેલ ૦॥ ડ્રામ, કસ્તુરી ૫ ગ્રેન; સ્પિરિટ ઑફ વાઇન ૬ ઔંસ, પાણી ૧ ઔંસ એ પ્રમાણે લઇ પહેલાં લવંડરનું તેલ થોડા સ્પિરિટ ઑફ વાઇન સાથે મેળવવું. ત્યાર પછી બાકીની ઉપલી ચીજો તેમાં નાંખીને એક બાટલીમાં ભરી મજબુત બુચ મારીને બે મહિના સુધી રહેવા દેવું અને ત્યાર પછી તેને વાપરવું.

૧૨. બીજી રીતઃ—૨ ઔંસ ઓરીશરૂટ, ૦॥ ઔંસ સ્વચ્છ ઈંગ્રેજી લવંડર તેલ અને ૧ પાઇન્ટ વાઇનનો શુદ્ધ અર્ક લઇ ત્રણે ચીજને મિશ્ર કરી એક પખવાડીઆ સુધી એમને એમ એકાંત જગ્યામાં રહેવા દેવું. અને પછી તેને ગાળીને ઉપયોગમાં લેવું.

૧૩. ત્રીજી રીતઃ—એક ગ્યાલન પ્રુફસ્પિરિટમાં એક ઔંસ સ્વચ્છ લવંડરનું તેલ મેળવવું. અને જ્યારે એ બંને પદાર્થો એક બીજા સાથે મળી જાય કે તેને કાચની બાટલીમાં ભરી મજબુત બુચ મારવો. આ લવંડરનો જલદી ઉપયોગ કરવો.

૧૪. નાઇટ્રેટ ઑફ પોટાસ બનાવવાની રીતઃ—નાઇટ્રેટ ઑફ પોટાસ એટલે સાફ કીધેલો સુરોખાર બનાવવો હોય તો ૧ રતલ ચોખ્ખો સુરોખાર લેઇને તેને પુરતા પાણીમાં તે પીગળે ત્યાં સુધી ઉકાળવું. પછી તેને ગાળીને હવાવાળી ઠંડી જગ્યા ઉપર મુકીને સુકવવું. પછી બાટલીમાં ભરી બુચ મારવો એને પ્રીપેર્ડ નાઇટર પણ કહે છે.

૧૫. કારબોનેટ ઑફ આમોનીઆ બનાવવાની રીતઃ—કારબોનેટ ઑફ આમોનીઆ એટલે સાફ કીધેલો નવસાગર બનાવવો હોય તો નવસાગર ૧ રતલ, સાફ કીધેલો ચાક ૨ રતલ એ બંનેને ખાંયણીમાં ખાંડીને પછી તેને એક બીજામાં મેળવીને કાચના વાસણમાં નાંખી ગરમ કરવું. ગરમ કરતી વખતે ધીમે ધીમે આંચ વધારતા જવું તે એટલે સુધી કે પેલું કાચનું વાસણ જરા લાલ થાય ત્યાં સુધી રાખવું. પછી નિચે ઉતારી તેને કાઢી લેવું. પછી તેને મજબુત બુચની કાચવાળી બાટલીમાં ભરી મુકવું. એને પ્રીપેર્ડ એમોનીઆ કહે છે.

૧૬. કારબોનેટ ઑફ લાઇમ બનાવવાની યુક્તિઃ—કારબોનેટ ઑફ લાઇમ એટલે સાફ કીધેલો ચાક બનાવવો હોયતો ૧ રતલ ચાકને ખલમાં નાંખી ભુકો કરવો. પછી ઉપર પાણી નાંખી નરમ જેવો કરી એક

ચીની વાસણમાં અથવા માટીના લુંટેલા વાસણમાં નાંખવો. પછી ઉપર સુધી પાણી રેડી ખુબ હલાવીને એક બાજુએ રાખી મુકવું. જ્યારે સઘળો ચાક નિચે બેસે એટલે ઉપરથી નિતરૂં પાણી કાઢી નાંખી એક રકાબીમાં પાથરી સુકવવો. સુકાયા પછી તેને ખસ કરી બાટલીમાં ભરી રાખવો એ દાઝેલાને રૂઝાવેછે. એને પ્રીપેર્ડ ચાક કહે છે.

**૧૭. કારબોનેટ સોડા બનાવવાની યુક્તિ:**—હરેક વજનમાં ચોખો સાજીખાર લેવો પછી તેનો ભુકો કરી તે ડુબે એટલું પાણી નાંખવું. પછી તેને એક વાસણમાં નાંખીને તે સાજીખાર સઘળો પીગળી જાય ત્યાં સુધી ઉકાળવું. પછી તેને ઉકાળી કાગળથી ગાળી કાઢી એક લોઢાના વાસણમાં નાંખી ફરીથી ઉકાળવું. જ્યારે તે કઠણ થવા આવે કે હેઠે ઉતારી ઠંડુ પડવા દેવું એટલે સફેદ ખાંડની માફક ગાંગડા થશે. પછી તેને મ્હોઢાવાળી બાટલીમાં ભરીને મજબુત બુચ મારી રાખવો.

**૧૮. ખાંડનો સરકો બનાવવાની રીત:**—એક ગ્યાલન પાણી લઇ તેમાં રાતી ખાંડ અથવા ચોખ્ખો ગુલાબ ૨ રતલ નાંખવો ને પછી ચુલા ઉપર મુકી તેને ઉકાળવો. ઉકળતાં કચરાનો જે થર ઉપર આવે તે કાઢતા જવું એ રીતે ઉકળીને સફાઇદાર થાય એટલે ચુલા ઉપરથી નિચે ઉતારી તેમાં ઉત્કૃષ્ટ ખાટી તાડી એક બાટલી નાંખવી અથવા ઘઉંનું ખમીર થોડું નાંખવું. પછી તેને ખુબ હલાવીને બાટલીમાં ભરી અગાશી અથવા એવીજ કોઇ એકાંત ખુલ્લી જગ્યાએ ૬ મહિના સુધી રાતના બહાર અને દિવસના તડકામાં મુકી રાખવી. બાટલી ઉપર બુચ ઘણો જોરથી નહીં દાબતાં લગાર નરમ રાખવો. જો પ્રથમ ખાંડ અથવા ગોળના ઉકાળામાં નાંખી હોય તો દર અઠવાડીએ તે બાટલીને હલાવતાં રહેવું, જો ઘહુંનું ખમીર નાંખ્યું હોય તો હાથ લગાડવો નહીં. એટલે સરકો તૈયાર થશે તે ગાળીને વાપરવો.

**૧૯. બીડ બનાવવાની રીત:**—દેશી બીડના કટકા લઇને પગળ વતી ખાંડીને બારીક કરવું અને તેના બાજરી જેવડા કટકા, તે કરતાં જરા બારીક ખસખસના જેવડા, એ પ્રમાણે ત્રણ ચાર વખત કરીને હવા ન લાગે એવી રીતે જુદી જુદી બાટલીઓમાં ભરી મુકવી.

**૨૦. ફ્લુઆરીક આસીડ બનાવવાની રીત:**—ફ્લુઓર ઓફ લાઇમ અથવા ફ્લોરસ્પાર એ બેમાંની ગમે તે એક ચીજની સાથે સલ્ફ્યુરીક આસીડ મેળવવાથી સહજ તૈયાર થાય છે.

**૨૧. સીલવર પાઉડર:**—ચાંદીના વરખ લઇને મધમાં નાંખી ખુ-

ખ બારીક વાટવા. બાદ ધોઇ નાંખવાથી સીલ્વર પાઉડર બનેછે. આ ભુકી પણ ગિલ્ટ અને રૂપેરી શાહી બનાવવાના કામમાં આવે છે.

**૨૨. ગોલ્ડ પાઉડર બનાવવાની રીતઃ**—સોનાના વરખને મધમાં નાંખી ખુબ બારીક વાટવાં; અને સારી પેઠે બારીક થયા પછી તેગાં ગરમ પાણી નાંખી હલાવવું, એટલે સઘળું મધ પીંગળી જશે. આ પાણીને જરાવાર ઠરવા દઇ નીતારી લેવું. આ પ્રમાણે ૩-૪ વખત કરવાથી સોનાનો ઘણો બારીક ભુકો વાસણને તળીએ બેસશે. આ પાઉડર ગિલ્ટ કરવામાં તેમજ સોનેરી શાહી બનાવવામાં વપરાય છે.

**૨૩. એકવારીજીઆ બનાવવાની રીતઃ**—૧ ભાગ નાઇટ્રીક આસીડ અને ૨ ભાગ હાઇડ્રોક્લોરીક આસીડ મિશ્રણ કરવાં આ મિશ્ર, પ્લાટીનમ વિગેરે ઉંચી ધાતુઓ પીંગળાવવામાં કામ આવે છે.

**૨૪. ગોલ્ડ સાઇઝ બનાવવાની રીતઃ**—પીળો રંગ ૧ ભાગ કોપાલ વાર્નીસ ૨ ભાગ, સાદુ અળસીનું તેલ ૩ ભાગ, ટરપીન્ટાઇન ૪ ભાગ અને ઉકાળેલું અળસીનું તેલ ૫ ભાગ, પહેલાં પીળા રંગને ખુબ બારીક વાટીને જરા તેલ સાથે મેળવીને ખુબ ઘુંટવું. બાદ તેમાં બીજી સઘળી ચીજો નાંખી મિશ્ર કરવી. આ મિશ્ર કાચ, કાગળ, લાકડુ વિગેરે પર સોના રૂપાની ભુકી ચડાવવામાં કામ આવે છે.

**૨૫. ઓકસાઇડ ઓફ આયર્ન બનાવવાની રીતઃ**—હીરાકશીના પાણીમાં સોડા બાઇ કારબોનેટનું પાણી નાંખી થોડીવાર રાખવાથી લાલ ભુકો નિચે બેસશે તે લઇ સુકવીને વાપરવો.

**૨૬. નાઇટ્રેટ ઓફ આયર્ન બનાવવાની રીતઃ**—લોઢાના નાના કટકાને ૨ ભાગ નાઇટ્રીક આસીડ અને ૧ ભાગ પાણી એ બેના મિશ્રમાં પીંગાળવાથી બને છે.

**૨૭. સલ્ફેટ ઓફ ઇન્ડીગો બનાવવાની રીતઃ**—એક શેર જલદ ગંધકના તેજાબમાં ૦ા શેર ગળી નાંખીને ખુબ હલાવીને થોડા દિવસ રાખવી, એટલે થોડી મુદતમાં સઘળી ગળી પીંગળી જશે આ ચીજ શાહી બનાવવાના વિગેરે કામમાં આવે છે.

**૨૮, ઓકસાઇડ ઓફ કોપરઃ**—મોરથુથુને પાણીમાં પીંગાળીને તેમાં થોડા જસતના કટકા નાંખીને થોડા દિવસ રાખી મુકવું. અને દિવસમાં બે ચાર વખત હલાવવું. થોડી મુદતમાં ત્રાંબાનો કાળો ભુકો નિચે બેઠેલો જણાશે.

**૨૯. કુવીનાઇન આયર્ન મિક્શ્ચરઃ**—૮ ગ્રેન સલ્ફેટ આવે કુ-

વીનાઈન, ૧૬ ગ્રેન સલ્ફેટ ઓફ આયર્ન, અને ૮ મિનિમ ડાઇલ્યુટ સલફ્યુરીક એસીડ લઈ સઘળાને ૮ ઔંસ પાણીમાં પીગળાવવાં.

**૩૦. એકવેરીજીઆ:**—બે ભાગ હાઇડ્રોક્લોરીક આસીડ અને ૧ ભાગ નાઈટ્રીક આસીડ મિશ્ર કરવાથી બને છે.

**૩૧. કારબોનેટ એમોનીઆ મિક્ષ્ચર:**—૪૦ ગ્રેન કારબોનેટ આવ એમોનીઆ, ૨ાા ડ્રામ ક્લોરીક આસીડ અને ૨ ઔંસ મ્યુસીલેજ આવ એકેસીએને ૮ ઔંસ પાણીમાં પીગળાવવાં.

**૩૨. ડોવર્સ પાઉડર:**—એક ભાગ ઇપીકાકયુઆનાની ભુકી અને એક ભાગ સારૂ અફીણ લઈને આઠ ભાગ સલ્ફેટ આવ પોટાસમાં ખુબ ઘુંટવી. દર વખતે એથી ચાર ગ્રેન જેટલી ભુકી લેવાથી દરદનું ઝેર પરસેવા વાટે નીકળી ઊંઘ આવે છે. ભુકી સહેજ પાણીમાં નાંખી પીવી. તેની પછવાડે ઘણું પાણી પીવું નહીં.

**૩૩. પેનકીલર:**—સ્પિરિટ ઑફ કેમ્ફર ૧ ઔંસ, ટીંકચર કેપસીકમ ૧ ઔંસ, ટીંકચર ઓફ ગવેઆક ાા ઔંસ, ટીંકચર ગહ ાા ઔંસ, આલકોહોલ ૪ ઔંસ એ સઘળાં એકત્ર કરવાં.

**૩૪. લેમનેડ:**—ટાર્ટરીક એસીડ ૫૦ ભાગ, સોડા બાઇ કારબોનેટ ૩૦ ભાગ, સાકર ૨૦ ભાગ, અને સુગંધ આવે એટલું લેમોનેડ એસેન્સ આ પ્રમાણે જથ્થો લેઇ ચુરણ તૈયાર કરી રાખવું. જરૂર પડે ત્યારે પાણીમાં નાંખી ઉપયોગમાં લેવું.

**૩૫. કોલન વૉટર:**—બરગામોટ અર્ક ૧ ઔંસ, ગુલાબનો અર્ક ૧ ઔંસ, પોરચ્યુગલ અર્ક ૧ ઔંસ, નેરોલી ાા ઔંસ, અને આલકોહોલ ૮ ગ્યાલન એ સર્વે બંધ કરેલા વાસણમાં એકઠાં કરવાં.

**૩૬. ક્લોરાઈડન:**—ટીંચર કાસેસાઇ ૧૪ ટીપાં, ઑઇલ પીપર્મેંટ ૧૪ ટીપાં, મ્યુરેટ આફ મારફિયા ૧ાા ગ્રેન, સુગર ૨ ડ્રામ, ક્લોરોફાર્મ ૨ ડ્રામ, એસિડ હાઈડ્રાસેનિક દસ ટીપાં એ બધી ચીજો મેળવવાથી ક્લોરાઈડ તૈયાર થાય છે.

---

## પ્રકરણ ૩૪ મું.

## આંખ અને કાન સંબંધી ભિન્ન ભિન્ન પ્રયોગ.

**૧. આંખ ઉપર વાગે તેના ઈલાજ:**—ઇંડિઆ રબરની કોથળીમાં બરફના કટકા મુકી આંખ ઉપર મુકવી.

૨. બીજી રીતઃ—ઉંટના વાળની પીંછીને ટીંકચર આત્ર આરની-કામાં બોળી આંખની આસપાસ લગાડવી.

૩. ત્રીજી રીતઃ—સાત ભાગ ઠંડા પાણીમાં એક ભાગ ટીંકચર આત્ર આરનીકા મેળવી તેમાં ઝીણો અને નરમ કપડાનો કટકો બોળી આંખ ધોવી અને તે બોળેલું કપડું આંખ ઉપર મુકી પાટો બાંધવો.

૪. ચોથી રીતઃ—૭ ભાગ પાણીમાં એક ભાગ ટીંકચર આત્ર હેમેમેલીશ ભેળી તેમાં ઝીણા અને નરમ કપડાનો કટકો બોળી આંખ ઉપર મુકી પાટો બાંધવો.

૫. આંખમાં કચરો જાય તેના ઇલાજઃ—આંખની પાંપણો ઉઘાડી તેમાં પાણીના ફટકા મારવા અને સારી પેઠે ધોવી તથા સાબુનું પાણી જાય તેમ કરવું.

૬. બીજી રીતઃ—ડામર, તાવેલી ચરબી ઇત્યાદીના છાંટા આંખમાં ગયા હોય તો બદામના તેલનાં ટીપાં આંખમાં નાંખવાં.

૭. ત્રીજી રીતઃ—જો લોખંડની રજકણ ગઇ હોય તો પાંપણો ઉઘાડી તેની આગળ લોહચુંબકનો કટકો ધરવો એટલે રજકણો આંખમાંથી નીકળી પેલા કટકાપર તેની મેળે જઈ પડશે, પછી ઠંડા પાણીથી આંખને ધોવી.

૮. આંખ ઝાંખી થઈ હોય તેના ઇલાજઃ—૨ા ગ્રેન મોરફીયુ અને ૧ ગ્રેન કપુર લઇ બંનેને ૧ ઔંસ ખળખળતા પાણીમાં પીગળાવી તે ઠંડુ પડે કે બધુ મળી ૧ બાટલી જેટલું થાય તેટલું બીજું ઠંડુ પાણી ઉમેરવું પછી તે ગાળી કાઢી તે પાણીથી સવારસાંજ આંખો ધોવી.

૯. આંખ ફટકો મારવાથી સુજે તેના ઇલાજઃ—તુર્તજ સાલીડ તેલ અથવા તાજુ માખણ આંખની આસપાસ લગાડયા કરવું.

૧૦. બીજી રીતઃ—આંખ આસપાસ કાળો ડાઘ પડયો હોય તો સાત ભાગ પાણીમાં ૧ ભાગ ટીંકચર આત્ર આરનીકા ભેળી તે દવામાં ઝીણો નરમ કપડાનો કટકો બોળી તે ભાગ ધોયા કરવો. ઘણો વખત એ પ્રમાણે કર્યા પછી તેજ દવામાં એક કપડુ બોળીને તે વડે આંખપર પાટો બાંધવો.

૧૧. આંખમાં થતા આઈરાઈટીસઃ—આ દરદમાં બિલકુલ આંખે જોઇ શકાતું નથી. તથા કીકીના કુંડાળાનો રંગ બદલાઈ જાય છે. ઇલાજ ૬ ઔંસ પાણીમાં ૬ ડ્રામ બાલશમ આત્ર કોપેબા અને ૪ ડ્રામ ગુંદરનો ભુકો પીગળાવી તેમાંથી પોણું વાઇન ગ્લાસ લઇ ત્રણ ત્રણ કલાકે પીવું.

૧૨. આંખ સુજી આવીને પાણી ઝરે:—બે મોટા ચમચા જેટલા પાણીમાં ૫ ગ્રેન સલ્ફેટ આવ ઝીંક પીગળાવી તેમાં કપડાનો એક કટકો બોળી તેવડે વારંવાર આંખ ભીજવેલી રાખવી.

૧૩. બીજી રીત:—ાા પાઇન્ટ પાણીમાં ૧ ડ્રામ ફટકડી નાખી તેમાં નરમ કપડાનો કટકો બોળી આંખ ઉપર મુકવો.

૧૪. આંજણીનો ઇલાજ:—સિંદુરનો મલમ આંજણીપર લગાડવો. બની શકે તો આંજણીનો સફેદ દાણો બહાર કાઢી નાંખવો.

૧૫. આંખ આવે તેનો ઇલાજ:—ાા રતલ આંબળાં, ાા રતલ બહેડાં અને ાા રતલ હરડાં લઇ સઘળાંને ખાંડવું, અને થોડાક પાણીમાં એક રાત ભીજવી મુકી સવારમાં તે મેળવણીને ગાળી કાઢવી, તે વડે આંખોમાં ફટકા મારવા અને તેજ મેળવણીમાં કટકો બોળી આંખોપર મુકવો.

૧૬. બીજી રીત:—૨૦ નંગ આલુ, ૭ ડ્રામ સાથરા, ૬ ડ્રામ હરડે અને ૩ ડ્રામ માયાં લઇ સઘળાંને ખાંડી અરધી બાટલી જેટલા પાણીમાં ૬ ઔંસ જેટલું બાકી રહે ત્યાં સુધી ઉકાળવું, પછી ઠંડુ પાડી ત્રણ ઔંસ જેટલું પીવું.

૧૭. ત્રીજી રીત:—મુસલમાન ગ્રંથકારો બહેડાં ઘસીને ચોપડવા ભલામણ કરે છે.

૧૮. ચોથી રીત:—બહેડાં મધમાં વાટીને ચોપડવાં.

૧૯. પાંચમી રીત:—હરડાંનું પાણી કરી તે પાણીવડે આંખો ધોવાથી આરામ થાય છે.

૨૦. આંખનું તેજ વધારવાની રીત:—બદામને સીરકા સાથે મેળવી આંજવી.

૨૧. આંખના પીઆ મટાડવાના ઇલાજ:—બાવળના પરડાંના રસનું સત્વ આંખમાંથી નીકળતા પીઆને પરૂ મટાડવા અકસીર છે.

૨૨ બીજી રીત:—આમલીનાં પાંદડાંને ઠંડા પાણીમાં ભીજાવી ધોવાથી મટે છે.

૨૩. આંખ દુખવા આવી હોય તેના ઇલાજ:—આવળનાં બીજનો બારીક ભુકો કરી આંખમાં ફુકવો.

૨૪. બીજી રીત:—ડાકટર કર્કપેટ્રીક કહે છે કે આવળની છાલના પાણીથી આંખો ધોવાથી આરામ થાય છે.

૨૫. આંખે ઝાંખ પડતી હોય તેના ઇલાજ:—અગથીઆના ફુલનો રસ કરી આંખમાં નાંખવાથી ફાયદો થાય છે.

**૨૬. આંખની શક્તિ સુધારવાના ઈલાજ:**—જેઠીમધનાં ટીપાં આંખમાં પાડવાં.

**૨૭. આંખો દુખાવા આવી હોય:**—ત્યારે રક્તચંદનને ઘસીને આંખ ઉપર ચાર દિવસ સુધી ચોપડવાથી મટી જાય છે.

**૨૮. કાનમાં કસારા બોલે તેનો ઇલાજ:**—કાનમાં કસારાની માફક બોલવાનાં ઘણાં કારણો છે. જ્યારે કાનમાં મેલ ઘણો હોય છે ત્યારે એમ થાય છે તે વખતે મીઠું અથવા સાલીડનું તેલ જરા ગરમ કરીને નાંખવું તેથી મેલ નરમ પડી કાન ખુલ્લો થશે.

**૨૯. કાનમાં દાણો અથવા બીજી ચીજ ગઈ હોય તે કાઢવાનો ઉપાય:**—બચ્ચાને રમતમાં કાંઇ પણ ચીજ કાનમાં ગઇ હોય તો તે કાનને ખોતરવો નહીં પણ છેક નજદીકમાં દેખાતી હોય તો ઝીણા ચીમટાથી સંભાળીને ઉચકી લેવી અને જો છેક કાનની ભીતરમાં ગઇ હોય તો તેને પડતી મુકવી ને પોતાની મેળે હરેક વેળાએ મેલ સાથે અથવા અમસ્તી નીકળી આવશે.

**૩૦. કાનમાં ઝીણું જાનવર ગયું હોય તે કાઢવાની રીત:**—દીવેલ અથવા મીઠું તેલ અથવા સાલીડ તેલ જરા ગરમ કરીને થોડાં ટીપાં કાનમાં નાંખવાં એટલે જનાવર અંદર મરી જઇ મેલ સાથે નીકળી આવશે.

**૩૧. બીજી રીત:**—ગોળીઓ તથા ડમરો વાટીને દારૂમાં મેળવી કપડાથી ગાળી કાનમાં ટીપાં પાડવાં.

**૩૨. કાનમાંથી મેલ કાઢવાની રીત**—મેલ થયો હોય તો સળીથી કદી પણ ખોતરવો નહીં. પણ જરા સારૂ મધ અને ઓલીવ તેલ એ બંનેને જરા ઉનું કરી કાનમાં નાંખવું એટલે મેલ ઉપર આવશે. જો ઓલીવ તેલ ન મળે તો મીઠું તલનું તેલ વાપરવું.

**૩૩. કાનમાં સંભળાય નહીં તેનો ઉપાય:**—કાંદાનો રસ કાઢી તેને ગાળીને તેનાં ટીપાં સવાર સાંજ મુકયા કરવાં એથી બહેરપણામાં ગણુ ગણુ થતું હોય તો મટે.

**૩૪. કાનમાં અવાજ થાય તેનો ઉપાય:**—બદામના તેલનાં ટીપાં કાનમાં નાંખવાં અથવા દુધીના બીજના તેલનાં ટીપાં કાનમાં મુકવાં.

**૩૫. કાનમાં દુખારો નરમ પાડવાની રીત:**—મીઠું બદામનું તેલ ૨ ડ્રામ અને ઓઇલ ઓફ અમ્બર ૪ ટીપાં મેળવી દેવાં અને ચાર ટીપાં કાનમાં નાખવાં.

**૩૬. કાન પાકેલો રૂજાવવાનો ઉપાય:**—ગ્લીસેરાઇન તોલો અ-

કમેઃ તથા લાડેનમ તેલો આડ્યો એ બેઉને મેળવી કાનમાં ટીપાં નાંખવાં.

**૩૭. કાનમાં પરૂ થાય તેનો ઉપાયઃ**—બ્રાંડી તથા હુનું પાણી એ બંનેને ભેળી કાચની નાની પીચકારીમાં ભરી હળવેથી કાનમાં મારવી અને પછી ઉના પાણીની પીચકારી મારવી જેથી ભીતરમાં વળગી રહેલો મેલ ધોવાઇ કાન સાફ થાય છે.

**૩૮. મુકો કાન દુઃખે તેનો ઉપાયઃ**—સરગવાના પાતરાનો રસ કાઢી કપડાથી ગાળી ઉનું કરી ટીપાં કાનમાં નાંખવાં.

**૩૯. બીજી રીતઃ**—બદામના તેલમાં લસણ કકડાવી ઠંડુ પાડી તેમાં જરા સારૂ આફીણ ઘોળવું પછી ગાળી ઉનું કરી તેનાં ટીપાં દિવસમાં બે ત્રણ વાર મુકવાં.

---

## અંગ્રેજી દવાઓનાં ગુજરાતી નામ.

| | | | |
|---|---|---|---|
| નાઇટ્રીક આસીડ | એટલે ગુજરાતીમાં | | સુરોખારનો તેજાબ. |
| હાઇડ્રોક્લોરીક આસીડ | ,, | | મીઠાનો તેજાબ (મ્યુરીઆટીક) |
| સલ્ફયુરીક આસીડ | ,, | ,, | ગંધકનો તેજાબ. |
| ઓકસાઇડ ઓફ આયર્ન | | | લોહાનો કાટ. |
| કારબોનેટ ઓફ લા[illegible] | | ,, | ચુનો. |
| નાઇટ્રેટ ઓફ સી[illegible] | , | ,, | [illegible]ડીખાર. |
| કારબોનેટ ઓફ [illegible] | | ,, | [illegible]પ[illegible]ડખાર. |
| રેક્ટીફાઇડ સ્પીરીટ વાઇન | | ,, | [illegible]ાનો અર્ક. |
| વીનીગર | ,, | ,, | સ[illegible]કો. |
| ગમબેનઝાઇક | ,, | ,, | [illegible]ાબાન. |
| સીપીઆકની શાહી | | ,, | શીલાછાપની શાહી. |
| સલ્ફર સોપ | ,, | ,, | ગંધકનો સાબુ. |
| મસ્ક સોપ | ,, | ,, | કસ્તુરીનો સાબુ. |
| મરક્યુરીઆલ સોપ | ,, | ,, | પારાનો સાબુ. |
| સીનામન સોપ | ,, | ,, | તજનો સાબુ. |
| આરંજ ફ્લાવર સોપ | ,, | ,, | નારંગીના ફુલનો સાબુ- |
| ક્લોરાઇડ ઓફ આમોન્યમ. | ,, | ,, | નવસાર. |
| આર્સેનીયસ સોલ્યુશન | ,, | ,, | સોમલનું પ્રવાહી. |
| ડીલ્યુટ ફ્રાસફરીક આસીડ | ,, | ,, | ફ્રાસફરસનો તેજાબ. |

| | | | |
|---|---|---|---|
| સાઇટ્રીક આસીડ | ,, | ,, | લીંબુના રસમાંથી નીકળે છે તે. |
| ઓઇન્ટમેન્ટ ઓફ ટાર | ,, | ,, | ટારનો મલમ. |
| નાઇટ્રેટ ઓફ પોટાસ | ,, | ,, | સુરોખાર. |
| રીડયુસ્ડ આયર્ન | ,, | ,, | લોહ ભસ્મ. |
| આયર્ન | ,, | ,, | લોઢું. |
| સલ્ફેટ ઓફ આયર્ન | ,, | ,, | હીરાકશી. |
| બેનઝોઇક આસીડ | ,, | ,, | લોબાનનાં ફુલ. |
| એપસમ સાલ્ટ | ,, | ,, | વિલાયતી મીઠું. |
| મસ્ક | ,, | ,, | કસ્તુરી. |
| રોઝીન | ,, | ,, | રાળ. |
| ગમપ્લાસ્ટર | ,, | ,, | રાળનો લેપ. |
| ઓઇલ ઓફ લેમન | ,, | ,, | લીંબુનું તેલ. |
| ટીંચર ઓફ લેમન | ,, | ,, | લીંબુનો અર્ક. |
| સબ લાઇમ્ડ સલ્ફર | ,, | ,, | ગંધકનાં ફુલ. |
| ક્લોરાઇડ ઓફ સોડીયમ | ,, | ,, | મીઠું. |
| વ્હાઇટ વેક્ષ | ,, | ,, | સફેદ મીણ. |
| સીમ્પલ ઓઇન્ટમેન્ટ | ,, | ,, | સાદો મલમ. |
| ગમ ઓફ એકેશીયા | ,, | ,, | બાવળનો ગુંદર. |
| ઓઇલ ઓફ ટરપેનટાઇન | ,, | ,, | ટરપેનટાઇનનું તેલ. |
| ઓઇન્ટમેન્ટ ઓફ ટરપેનટાઇન | ,, | ,, | ટરપેનટાઇનનો મલમ. |
| કનફેકશન ઓફ ટરપેનટાઇન | ,, | ,, | ટરપેનટાઇનનો પાક. |
| ઓઇલ ઓફ પીપરમીંટ | ,, | ,, | પીપરમીંટનું તેલ. |
| ફોસફોરેટેડ ઓઇલ | ,, | ,, | ફાસફરસવાળું તેલ. |
| ઓઇલ ઓફ થીયોબ્રોમ | ,, | ,, | કોકમનું તેલ. |
| પીપરમીંટ વોટર | ,, | ,, | પીપરમીંટનું પાણી. |
| કયાસ્ટર ઓઇલ | ,, | ,, | એરંડીયું તેલ. |
| ઓઇલ ઓફ રોઝમરી | ,, | ,, | રોઝમરીનું તેલ. |
| કયામ્ફર | ,, | ,, | કપુર. |
| ઓઇલ ઓફ ક્લોવ્ઝ | ,, | ,, | લવિંગનું તેલ. |
| કયામ્ફર વોટર | ,, | ,, | કપુરનું પાણી. |
| કયામ્ફર લીનીમેન્ટ | ,, | ,, | કપુરનું તેલ. |
| સ્પિરિટ ઓફ કયામ્ફર | ,, | ,, | કપુરનો સ્પિરીટ. |

જેની છાપેલી બુક મંગાવવાથી મફત મોકલવામાં આવશે. આ દવા નથી, હું તેનાપર સુંદર લેબલો લગાડતો નથી. આજકાલ તની દવાઓ નીકળવાથી કોઇ પણ માણસને આ ગોળીઓ માટે શંકા રહેતી હોય તો ટપાલની ચાર આનાની ટીકીટ બીડવાથી આ ગોળીઓમાંથી થોડી એક નમુના તરીકે હું મોકલી આપીશ કે જેથી તેની ખુબી જાણવામાં આવે.

કિંમત—ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપીઓ ૧ પોષ્ટેજ જુદું તદન ગરીબ માણસોને મફત દવા મોકલી આપવામાં આવે છે. તેઓએ ફક્ત પોષ્ટેજ આપવું પડશે. તેમજ તેઓ ખરા ગરીબ હોવાની અમારી ખાત્રી થવી જોઇએ.

નીચેને શિરનામે પોતાનું ઠામઠેકાણું લખી મોકલનાર દરેક માણસને વખતો વખત કિંમતી પુસ્તકો ટપાલ ખર્ચ પણ નહી લેતાં મફત મોકલી આપવામાં આવે છે.

ડાક્ટર ગણપતિશંકર એસ. બી.
સંજીવન ઔષધાલય.
સી. પી. ટેન્કરોડ. નં. ૪૭.
ગીરગામ—મુંબઇ.

---

**મફત!** આજે લખો, કાલે ખાત્રી કરો, પસંદ પડે **મફત!** તો રાખો, નહીં તો પાછું મોકલો.

**રમુજીસાહિત્યના શોખીનો, લ્યો, આ તમોને એક ઉત્તમ ભેટ પણ લો લો,**

**નકલ થોડી નીકળી છે, હા, બંધુ જોઇને લેજો, નહિ તો ગપાષ્ટક ગોળાઓમાં ફસાઇ પડશો.**

**સાતસો વરસ પહેલાના મુસલમાની પ્રાચીન ગ્રંથને આધારે બનાવેલ**

# ચમત્કારી તીલસ્માતી દર્પણ!!

**જે. એસ. મુનશીકૃત.**

**સંત સદ્ગુરુઓ, પ્રાચીન હાકીમોની વગ ભવિષ્ય આવે**

કીકત જાણવાને આથાગમતથી શોધી કઢાડેલી આ દેવતાઇ વસ્તુની કીંમત એક મહાત્માની અનુપમ કૃપાથી પ્રાપ્ત થયેલી છે, માટે જાગૃત થાઓ અને એકજ નકલ માટે તાકીદે લખો, આ દર્પણ એવું અદ્ભૂત ચમત્કારી છે કે અન્યસ્થળના અન્યમનુષ્યનો યથાસ્થિત હેવાલ આપે છે. કાર્ય સિદ્ધ થવાની અને દરેક કાર્યના પરીણામની અગમચેતી આપે છે, તેમાં આ દર્પણની અંદર મોટા મોટા શહેરો, જાત્રાનાં સ્થળો, દેવ દેવસ્થાનો, દેવતાઓ, દરબારો, ગરેલાં આપ્તો, મીત્રો, સગાંવહાલાં બાગબગીચા, મહેલ વિગેરે જે જે જેવું હોય તે દેખાય છે. તેમજ દૂરદેશની લડાઇઓ, સુખદુઃખ, નોકરી ચાકરી, વેપાર રોજગાર નફો નુકશાન વિગેરેની ખબર અંતર કહાડવામાં, ટુંકાણમાં મનના હરેક પ્રશ્નનું સમાધાન કરવામાં આ દર્પણ ઘણુંજ ઉપયોગી છે. એક વખત ખરીદ કરી જાળવીને રાખે તો બગડી જવાનો સંભવ નથી. દર્પણ લાંબુ ઇંચ ૭ અને પહોળુ ઇંચ સાડીચાર સાદા કાચનું છે. બહાર ગામના ઓરડર ઉપર ખાસ ધ્યાન આપી માલ વી. પી થી મોકલવામાં આવશે. યાદ રાખજો કે આ દર્પણની અંદર મોટી ઉમરના શખસો પણ જોઇ શકે છે, તેથીજ આ દર્પણ સર્વે કરતાં શ્રેષ્ટ ઠર્યું છે. જવાબ માટે અડધા આનાની ટીકીટ બીડવી. ગામેગામ એજંટો જોઇએ છીએ.

દર્પણની કીંમત ફકત રૂ. ૧–૦–૦ પેકીંગ અને પોસ્ટેજ ચાર્જ રૂ. ૦–૬–૦ જુદું પડશે દર્પણ વાપરવાની રીત દર્પણ સાથે આપવામાં આવશે. દર્પણ વાપરવાની રીતની ફકત ચોપડી મંગાવનારે બે આનાની ટીકીટ બીડવી એટલે મોકલીશું.

**સુચના**—સદરહુ દર્પણ પસંદ પડે તો રાખવું, નહિ તો દર્પણ મળ્યા પછી ત્રણ દિવસની અંદર અમને જેવીને તેવી સ્થિતીમાં પાછું મોકલવું, એટલે લીધેલા પૈસા રૂ. ૧–૦–૦ ખુશીથી પાછા આપીશું.

હમારી સાથે સઘળો પત્રવ્યવહાર નિચેના સરનામે કરવો.

**મેવાતી. સીકંદરખાં જીવણખાં મુ. ગોધરા.**

જીલ્લે પંચમહાલ પ્રાંત ગુજરાત.

---

# કેડે છોકરૂં અને ગામે શોધ્યુ!

ચાલુ તાવની બીમારીથી બેજાર બન્યો, ડાકટરોના બીલ ચુકવતાં મા-

જવા કે બાળકના હાથ પગ ફુલટાઇ જવા પામતા નથી—ગર્ભ સંપૂર્ણ કે ખોડવાળો થવા પામતો નથી—અંગમાં લોહીની ગાંઠો બાંધાઇ બેઠેલા થતી નથી અને સુવારોગ થતો નથી—સુવાવડી સ્ત્રીઓને આવતા વાત ક્ષયરોગ ફેફસાંની બિમારી રસવિકાર, સુવારોગ ઉપર આ દવા લીધી હોય તો પણ ઘણો ગુણ કરે છે. સુવાવડમાં સ્ત્રી બેભાન થઇ હોય ત્યારે આ દવાથી સ્ત્રી સતેજ થાય છે બગડી ગએલાં ગર્ભાશય સુધારે છે. ગર્ભવતી સ્ત્રીઓને તથા બીજાં દરદ જેવાં કે પ્રદર, ઉત્પત્તિ અવયવના ભાગ ઓછું સુજી આવવું, પેશાબમાં બળત્રા થવી. કેડમાં દુઃખવું, રતવાક, ગર્ભાશયનો ભ્રંશ, અનાજ ઉપર અરૂચી અને તે શિવાય બીજા ઘણા રોગો ઉપર આ દવા ફતેહ મેળવી છે. સુજ્ઞ માણસે આ દવા જાથુકને માટે પોતાના ઘરમાં રાખવી જોઇએ કીમત માત્ર નામનીજ રાખી છે. બ ટલી એકના બે રૂપિઆ પોષ્ટેજ પેકીંગ જુદું.

# જીવન પીલ્સ.

## ( સ્ત્રીઓ અને પુરૂષો સર્વને માટે )

ગમે તેટલી લાંબી મુદતનો તાવ, મરડો, ક્ષય, બરોળ, અજીર્ણ ઉપરસ, હીસ્ટીરીઆ, કોલેરા આદી રોગોનો નાશ થઇ શરીરને કૌવત આપે છે. અશક્ત નિર્બળ થએલા શરીરે પુષ્ટ થાય છે. ઉદરરોગ, મસ્તકરોગ, શ્વાસ વગેરે મટે છે. તનમનની મહેનત કરનારા રોગી કીંવા નિરોગી બંનેને આ પીલ્સ ઉપયોગી છે. વિદ્યાર્થી તેમજ મગજનું કામ કરનારાને બહુજ ઉપયોગી છે. કીંમત બાટલી એકના બે રૂપીઆ પોષ્ટેજ જુદું.

# ખાસ લાભ.

ઉપર લખેલી ત્રણે જાતની સામટી દવા મંગાવનારને હુન્નર મહાસાગરનું પુસ્તક અડધી કીંમતે આપવામાં આવશે પૈસા આગમજથી લેવામાં આવશે. શીવાય ચુરણ, દુથપાઉડર, જુલાબની દવા એ ત્રણે દવા બક્ષીસ આપવામાં આવશે.

## અમારાં ઔષધો વિષે મળેલાં ઘણાં સર્ટીફીકેટોમાંથી થોડાં અત્રે દાખલ.

1 ડાક્ટર તુલજારામ ચુનીલાલ ખોડવાલા એલ. એમ. એન્ડ એસ. આ સર્જન પીન્સ ઓફ વેલ્સ હોસ્પીટલ-સુરત લખે છે કે મગનભાઇએ બનાવેલી દવાઓ મેં અજમાવેલી છે. તે અકસીર છે. આપ જેવી રીતે વિદ્વાન

ઉન્નતીમાં તથા દવાની શોધમાં શ્રમ લોછો તેનો ખંતથી લીધા કરશો તો ઈશ્વર તેનું ફળ સારૂ આપશેજ આપના કાર્યથી હું ખુશીછું.

૨ **આનંદરાય હિમતરાય બી. એ. એલ. એલ. બી. જડજ ખંભાળીયા**—આપની દવા હું અજમાએશ કરી ચુકયોછું. અને તેથી મને પુર્ણ સંતોષ થયો છે. આપ જેવા ગુણજ્ઞ ભાઇનો સર્વે વિદ્વ વર્ગે આશ્રય આપવો જોઇએ.

૩ **મણીલાલ નભુભાઈ બી. એ. નડીઆદ**—તમારા તરફથી આવેલી દવાઓ કેટલીક વપરાઇ છે. ને તે બહુ સારી માલુમ પડી છે જે તમને લખતાં સંતોષ થાય છે.

૪ **કેશરશંકર ગીરજાશંકર ચીટનીસ ડીસ્ટીકટ કાર્ટ અમદાવાદ**—હેન્ડબીલમાં લખવા મુજબ તમારી દવાનો ગુણ ખરેખરો જણાયો છે. તમો બ્હેનો તથા ભાઇઓ ઉપર ભારે ઉપકાર કરી અસાધ્ય રોગો ઉપર ચોક્કસ ફતેહ મેળવી છે. બીજી ત્રીસ રૂપિઆની ત્રણ જાતની દવા મોકલશો. સર્વેને મારી ભલામણ છે કે તેનો અનુભવ કરો ને ખુશી બનો.

૫ **દોરાબજી દાદાભાઇ આ સરાફ મુંબાઇબેંક પુના**—ડાકટરની દવાથી નિરાશ થએલા પારસી ભાઇઓને બ્હેનોને આ દવા વાપરવા ભલામણ કરૂંછું મેં તે દવા વાપરી છે. અને તો તે રામબાણ જણાઇ હતી આ દવાની કીમત તમે પચાસ રૂપિઆ રાખી હોત તો પણ કમતી ગણાય તમારા કાર્યનો હું ઉત્કર્ષ ઇચ્છુંછું.

૬ **કાવસજી ડોસાભાઈ દાવર. હેડ એકાઉન્ટ પબ્લીક. વ. ડીપાર્ટમેન્ટ અમદાવાદ**—તમારી દવાઓનો અમારા ઘરમાં ઉપયોગ કરતાં ઘણીજ અકશીર જણાઇછે. તમો ભાઇની મહેનતને કોશેશ વખાણને પાત્રછે.

૭ **છગનલાલ હ. ન્યાયાધીસ માણસા**—તમારી દવાઓ મેં ખાસ લક્ષ પૂર્વક વાપરી અને તે આપના લખવા પ્રમાણેજ ફતેહમંદ હતી એટલુંજ નહી પણ તે દવાથી ઘણીજ સારી અસર થઇ છે.

૮ **કૃપાબાઇ રામદાસ હેડમિસ્ટ્રેસ ગર્લસ્કુલ સાદરા**—આપની દવાનો બરાબર ઉપયોગ કરી જોતાં મને બહુ ચમતકારી રીતે ફાયદો માલુમ પડયો છે. આસ જાતી અનુભવે મને લખવાને ખુશી ઉપજે છે કે તમારી દવા અતી ઉત્તમ ને રામબાણ છે. બ્હેન હું નહોતી ધારતી કે આપણી હાલની આ વર્ગની નવી શોધ આટલી બધી ફતેહમંદ નીવડશે.

૯ **મનોહા અજુભાઇ સાદરા**—આજ દીન સુધી ઘણી ઘણી દવા કરી પણ તેની અસર થતી નહોતી પણ આ તમારી દવાથી એકાએક ચમતકારી રીતે તેનો ગુણ માલુમ પડયોછે. તમારી દવા એક્ષેલંટને રામબાણછે.

**૧૦ ભવાનીશંકર ગી. ડેપ્યુટી એ. ઈ. સાહેબ જામનગર**—ગંભારની બેન જીવનપીકમની મરડાની દવા અનુભવ ગતાં ઘણી આકસીર જણાય છે. બીજી કસારૂવિઆની નંબર ગણેથી દવા મોકલસો.

**૧૧ વકીલ વિદ્યાશંકર, કરૂણાશંકર પાટણ**—તમારી દવાથી દરેક જાતના સંગ્રરોગ તથા નાનાથી તે તમામ મોટા રોગોને જડમુળથી નાશ કરી શરીર ચાંગા જેવું કરી લાભાશ લાવે છે.

**૧૨ લક્ષ્મીશંકર એ. મહેતાજી મુબાડા**—મહેનતના પ્રમાણમાં કીમત કમી છે. નં. ૧ વાળી ત્રણ બાટલી મોકલશો.

**૧૩ ગાંધી માહાસુખ નાથજી વેજલપુર પંચમહાલ**—કાગળમાં લખેલી હકીકત ધ્યાનમાં લઈ દવા મોકલજો. તમોએ પ્રથમ નાથજી મોરારજી ઉપર દવા મોકલેલી તે અમારા કાકાના દીકરા થાય છે તેમણે પણ ઘરમાં દવા ખાધા પછી છોકરી તથા છોકરો થયો છે તે હયાત છે. માટે સારી દવા મોકલજો.

**૧૪ વિશ્વનાથ શંકરજી રાવળ મોરબી**—આપના તરફથી મેં પ્રથમ મંગાવેલ દવાથી સારો ફાયદો માલુમ પડ્યો છે તે વાપરતાં વપરાઈ ગઈ છે તેથી નિ. કે. નં. ૨ ની બાટલીની પોષ્ટદ્વારા મોકલશો.

**૧૫ કેવળદાસ જે. ઇંગ્લીસ સ્કુલમાસ્તર માણસા**—તમારી દવામાંથી જે વાપરી છે તેનો ગુણ તમારા લખવા પ્રમાણે છે.

**૧૬ મહારાણા શ્રી જશવંતસીંહજી સ્વસ્થાન દાતા**—તમારે ત્યાંથી ઓરતોના રોગની ગોળીઓની શીશીઓ ચાર પ્રથમ અહીં આવેલીમાંની ગોળીઓની શીશીઓ ચાર વે. પે. કરી તાકીદે મોકલશો.

સિરનામું. } ગંગાબાઈ પ્રાણશંકર યાજ્ઞિક.<br>હેડમિસ્ટ્રેસ વિક્ટોરિયા ગર્લસ્કુલ મુ. માણસા-ગુજરાત.

---

## પતિ પ્રત્યે પતિના ધર્મ.

આ પુસ્તક દરેકને વાંચવા લાયક ઘણા દાખલા દલીલો અને શાસ્ત્રાધારથી સરલ ભાષામાં આનંદ ઉપજાવે તેવું લખાણ કીધું છે. આવતા શ્રાવણ માસમાં ગ્રંથ બહાર પડશે. કીમત ચાર આના પોષ્ટેજ એક આનો.

માણસા. } ગંગાબાઈ પ્રાણશંકર યાજ્ઞિક,<br>હેડમિસ્ટ્રેસ વિક્ટોરિયા ગર્લસ્કુલ,